# સંપાદકીય

બાળ મિત્રો,

આખા વરસના બાર માસ હોય છે. અંગ્રેજી માસ પ્રમાણે જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ, મે, જૂન, જુલાઈ, ઓગષ્ટ, સપ્ટેમ્બર, ઓક્ટોબર, નવેમ્બર અને ડિસેમ્બર. ગુજરાતી માસ કારતક, માગસર, પોષ, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો. બાર માસ થયા ને ! અત્યારે અંગ્રેજી માસ ઓક્ટોબર અને ગુજરાતી માસ ભાદરવો ચાલી રહ્યો છે. તમારી પાસે અંક આવે ત્યારે આસો માસ શરૂ થઈ ગયો હશે. આપણા તહેવારો ગુજરાતી માસ પ્રમાણે આવે છે. ભાદરવા મહિનામાં ગણપતિ દાદાનો તહેવાર, એ તહેવાર પુરો થાય પછી શરાધના દિવસો શરૂ થાય છે. શરાધમાં આપણે આપણા પૂર્વજોને યાદ કરી તેમની પૂજા કરીએ છીએ. પૂજા કર્યા પછી તે દિવસે ખીર, પુરી, દુધપાક, ખીચડી, પાતરા વગેરે સારી સારી વાનગી બનાવવામાં આવે છે. તે વાનગી કાગડાઓને બોલાવીને ખવડાવવામાં આવે છે. કાગડાઓને પૂર્વજ તરીકે માનવામાં આવે છે.

જુદી જુદી જાતિના લોકોના તહેવારો સરખા પણ હોય અને થોડાક જુદા પણ હોય. શરાધ કરવાની રીત જુદી પણ હોય અને સરખી પણ હોય. ગુજરાતમાં જુદી જુદી જાતિનાં આદિવાસીઓની વસ્તી છે. દક્ષિણ ગુજરાતમાં રહેતા આદિવાસી લોકો ભાદરવા વદ એકમથી અમાસની વચ્ચે રવિવાર આવતો હોય તે દિવસે શરાધ કરે છે. ક્યાં દિવસે શરાધ કરવા તે ગામના વડીલો નક્કી કરે છે. તે દિવસે ગામમાં કામ કરવાની બાધા હોય.

જે તે દિવસે સવારે વહેલા નાઈ ધોઈને ખાસ કરીને પ્રકૃતિની પૂજા કરતા હોય છે. પોતાના વાડામાં અને ખેતરમાં મકાઈ, ચીભડાં, ચોળી, ડાંગર વગેરે જે વહેલું તૈયાર થાય તેવું હલકું અનાજની પૂજા કરવામાં આવે છે. ખેતરે જઈ ખેતરના શેઢે એક જગ્યાયે જમીન ચોખ્ખી કરી ત્યાં સીતરાની ડાળી રોપી ચોખાની પૂંજ મૂકી પૂજા કરવામાં આવે છે. ખેતરમાં પૂજા કર્યા પછી એકાદ પૂળા જેટલા ડાંગરને કાપવામાં આવે છે. તેને ધૂપ

કરી ઘરે લઈ જઈ ભાતને થોડાં શેકવામાં આવે, શેકીને ઉખળમાં થોડાં ખાંડી અડધા ભાત અને અડધા ચોખા હોય જેને પૌંઆ કહે છે. પૌંઆ, કાકડીના ગોળ કાપેલ ટુંકડાં કોળાના પાંદડામાં દરેક બારણામાં મૂકવામાં આવે છે. એક ભાગ ઢોરને બાંધવાની કોઢમાં મૂકવામાં આવે જેમાં એક આખી કાકડી, પૌંઆ, કાકડીના ગોળ કાપેલ ટુકડા હોય છે. જે બીજે દિવસે ગાય ચારતા હોય તે ગોવાળને આપવામાં આવે છે. તે સમયે બનાવવામાં આવતા પૌંઆનો સ્વાદ અનેરો હોય છે. ચોખાના લોટની થાપ ઘરના બારણા પાસે ભીંત પર કોઠી મારવામાં આવે છે જે થાપ બીજે વરસે અચૂક શરાધના સમયે જોવા મળે છે.

શરાધના દવસે નવું ધાન્ય અને નવી તરકારી વસ્તુ નું શાક બનાવવામાં આવે છે. સાથે ખેતરમાં અનાજની પૂજા કરી હોય ત્યારે મરઘીનો ભોગ ચઢાવ્યો હોય તો તેનું શાક અલગ અલગ ખાખરાના પાંદડામાં લઈ ઘર પર મૂકવામાં આવે છે. જેને પાન મૂકવું કહેવામાં આવે છે. અને કાગડાને બોલાવવામાં આવે છે. કાગડા ન આવે તો વડીલો મનમાં દુઃખ અનુભવતા હોય છે. આ વિધિને શરાધના નામથી ઓળખવામાં આવે છે. જેમાં આપણા વડીલો આપણાં પૂર્વજોને નવું ધાન્ય અને નવી ખાધ્ય વસ્તુઓ પહેલાં આપતા હોય છે. આ શરાધ ની વિધિ જુદી જુદી જાતિમાં જુદી જુદી પણ હોય છે.

નાના બાળકોને શરાધ પહેલા મકાઈ, ચીભડાં અને ઘરમાં અનાજ ન હોય તો અનાજ પણ ખાવાની છુટ આપવામાં આવતી હોય છે. પણ આપણા માતા પિતા કે વડીલોનો ટેક હોય છે. પૂર્વજોને અર્પણ કર્યા પછી જ અનાજ કે બીજી તરકારી વસ્તુનો વપરાશ કરવો.

આજે શરાધના દિવસો આવે છે ત્યારે કાચા ભાતના પૌંઆ યાદ આવે છે. બારેમાસ મળતા પૌંઆ દરરોજ મળે છે છતાં શરાધના દિવસે બનાવવામાં આવતા પૌંઆ નો સ્વાદ સૌને લલચાવે છે.

બાળમિત્રો તમે પણ આ પૌંઆ હમણાં જ ખાધા હશે ને ? તેની વાત અને બીજી તમને ગમતી વાત બોલ માટે તમે લખી મોકલાવજો. તમારું લખાણ બીજા તમારા દોસ્તો સુધી બોલ મારફતે પહોંચશે. સાથે તમારા માતા પિતાને પણ તમને ગમતી વાત લખી મોકલવા વિનંતી કરજો.

ઝાડ પરથી બી ખર્યાં. બી બિચારાં ભોંયપર પડી રહ્યાં. 'આપણું શું થશે હવે ?' એટલામાં હળવેથી પવન ફૂંકાયો. એમાં પડેલાં પાંદડાં ગબડતાં ગબડતાં બીજડાં પર ઢંકાયાં. 'હાશ.' શિયાળામાં બરફ પડયો. બીજડાં ઊંડે દટાયાં ને ઊંઘી ગયાં. ઘસઘસાટ. ત્યાં પડી રહ્યાં.

પછી વસંત આવી. બોલી 'જાગો ઊંઘણશી. ઊગવાની વેળા થઈ.' પછી સૂરજ આવ્યો. તડકો આવ્યો. બધાં બીજડાં ફાટીને વહેતાં થયાં. એમાંથી ફણગા ઊંચકાયા. ફણગા સૂરજને મળવા નીકળ્યા. એ જ વખતે બીજડાં તળે મૂળિયાં માટીમાં ગયાં, કેમ ગયાં ? પાણી પીવા ને ખોરાક લેવા. પછી જમીન પર લીલા લીલા ફણગા ડોકાયા. ફણગા બોલ્યા, 'કેમ છો સૂરજદાદા ?' સૂરજદાદા બોલ્યા, 'ઊંચા થાઓ, ઊપર આવો.' લીલોતરી પવનમાં લહેરાવા લાગી.

દ્વારકાના દેવ દરબારમાં દેવોએ જોયું કે, એક રાક્ષસ માણસ દેવાંગણ પાર્વતીજીને લઈ જાય છે. રાક્ષસના હાથમાંથી દેવાંગણને છોડાવવી જ જોઈએ એવું બધા દેવોએ નક્કી કર્યુ.

નારણદેવ કહે- હું ચરિત્ર કરુ છું. પણ તમે જેમ બેઠાછો તેમજ બેસજો, ઉઠતા પણ નહીં હાલતા પણ નહી. હું પાર્વતીજીને છોડાવીને લાવું છું.

રાવણ પાર્વતીજીને લઈને જે રસ્તે

જતા હતા તે રસ્તા ઉપર નારણદેવ ભીલ બનીને ઊભા રહ્યા. એક મોટા પત્થરમાંથી એક ભેંસ બનાવી. ભીલ બનીને નારણદેવ પત્થરમાંથી બનાવેલ ભેંસને ઉઠાડવાનો પ્રયત્ન કરતા હતા.

'ઉઠ, તારા માલિક મહાદેવે મને ઠગી કાઢયો, ઉઠ'.

એટલીવારમાં તો પાર્વતીજીની સાથે રાવણ પણ આવી ગયો.

'રામ રામ, બનેવી.'

રાવણે રામ રામ કર્યા.

'આ જુવોને મહાદેવે મને દારુ અને કરચલાના બદલામાં આ ભેંસ આપી. પણ આ ભેંસ બેઠા પછી ઉઠતી જ નથી. મને જરા મદદ કરો તો ખુશી થશે.

રાવણે ભેંસના શિંગડા પકડયા અને નારણદેવે પુછડી પકડી. 'ઉઠ, મહાદેવે મને ઠગી કાઢયો. ઉઠ'

નારણદેવ કહે- તમારું નામ શું ?

રાવણ કહે- લંકાના રાજા રાવણ'

: આ સાથે છે એ કોણ ?

: મહાદેવ પાસેથી પાર્વતીજીને માંગી લાવ્યો છું.

: શાના બદલામાં ?

: મેં બાર માસનું તપ કરેલું. મહાદેવ પાસે પોતાની પત્નીનેજ માંગી લીધી. અને એમણે આપી દીધી.

'રાવણ, તમે ભોળા છો. તમે

માની લીધું કે આ પાર્વતીજી છે ! રાવણ, મહાદેવ ઉપર વિશ્વાસ કરવા જેવો નથી. અને આ પાર્વતી નથી. આ તો મહાદેવના ઘરમાં પાણી ભરવાવાળી, કામવાળી બાઈ છે. અસલ પત્ની તો કોઈ આપતું હશે.'

તમે પાછા જાવો. અસલ પાર્વતી તો મહાદેવના ઘરમાં જ છે. તમે ખાતરી કરો. મને ઠગ્યો. તમને પણ ઠગ્યો જ છે.

રાવણે વિચાર્યુ - ધવળેગીર નજીક જ છે. ખાતરી તો કરવા દે.

રાવણ પાર્વતીજીને લઈને પાછો વળ્યો.

રાવણ દેખાતો બંધ થયો કે તરત જ નારણદેવે ઉલ્ટી દોટ મુકી. પવનની ગતીએ જઈને એક વાવ પાસે ઊભા રહ્યા. પાણીમાં તરતી એક દેડકી પકડી, એમાંથી મંડળધારિણી નકલી પાર્વતી બનાવી. રૂપમાં પાર્વતીજી કરતાં વધારે સુંદર દેખાય તેવી. એના માથે સોનાનો ઘડો મુક્યો અને એને મહાદેવના મંદિર (ઘર) તરફ રવાના કરી.

મહાદેવના મંદિર તરફ જતી સુંદર સ્ત્રી જોઈને રાવણે વિચાર્યું પેલો ભીલ સાચું જ કહેતો હતો. આ કામવાલી જ છે. અસલ પાર્વતી તો સોનાનો ઘડો લઈને અત્યારે પાણી ભરે છે.

મંડળધારિણી મહાદેવના ઘરમાં ગઈ. રૂપ જોઈ મહાદેવનું સ્ખલન થયું અને મંડળધારીણી સગર્ભા બની.

ત્યાં તો રાવણ આવીને બારણે ઊભા.

'મહાદેવ, તમે મને ઠગી કાઢ્યો. આ કામવાળીને પાછી લો અને મને અસલ પાર્વતી આપો.

મહાદેવે રાવણને મંડળધારિણી આપી અને પાર્વતીજીને પાછી લીધી.

નારણદેવ અસલ પાર્વતીજીને મહાદેવ પાસે પાછી વાળવા સફલ થયા.

રાવણ ખુશ થતો મંડળ ધારિણીને લઈને પાછો વળ્યો.

નારણદેવે ઉલ્ટી દોટ મુકી પવનવેગ પકડી પાછો પત્થરની ભેંસ પાસે આવ્યો.

'ભાઈ. તમે મને ઠગતાં બચાવ્યો. હું હવે અસલ પાર્વતીજીને જ લાવ્યો છું.'

'તમે તો કહેતા હતા કે તમને મહાદેવે સોના સરખી લંકાની ગાદી આપી છે. અડલંકા અને પડલંકાની પણ રાવણ, તારે તો મરણમૂર્તિની ગાદી લાવવી હતી. જેથી તને કોઈ મારે નહી. અને કોના હાથે મોત છે તે તને ખબર હોય.'

રાવણ પાછો વળ્યો.

મહાદેવને કહે-હવે મને

મરણમૂર્તિની ગાદી આપો.' મહાદેવે સામદેવને બોલાવ્યો. સામદેવે સામ ખોલ્યું મહાદેવે કહે- રાવણ, આઠખંડ કાશી, નવખંડ ધરતી, જગસૃષ્ટિ માંથી તને કોઈ મારી શકશે નહી. હું પણ નહી. પણ

'પણ શું ?'

અયોધ્યાના રાજા મેઉદી. તેનો પૂત્ર દશરથ. દશરથ જયારે વીસ વર્ષ પૂર્ણ કરશે પછી અને એકવીસ વર્ષ પુરા થાય ત્યાં સુધી એક વર્ષ દરમિયાન એને ત્યાં એક અવતારી પૂત્ર અવતરશે એનું નામ રામ હશે.એ રામ તને મારશે. રામ જનમશે ત્યારે દરિયામાં ભરતી આવશે. અને તને ટાઢીયો તાવ ભરાશે. ત્યારે માનજે કે રામ નો જન્મ થઈ ચુકયો છે. એ રામ તને મારશે. બીજું કોઈ નહી મારી શકે.

રાવણ મરણનું રહસ્ય જાણી પાછો વળ્યો. એક રીતે જોઈએ તો એનુ મરણપત્રક લઈને પાછો ફર્યો ભીલ ઉપર એને ગુસ્સો આવ્યો. પણ પાછો ફર્યો ત્યારે ભીલ પણ ન હતો ને ભેંસ પણ ન હતી.

રાવણ લંકા તરફ ચાલવા લાગ્યો. સાથે મંડળધારિણી ચાલતી હતી.

લંકા તરફ જતાં ઘણો બધો સમય ગયો. શરીર શરીરનો ધર્મ બજાવતું હતુ. મહાદેવના સ્ખલનથી ગર્ભવતી

બનેલ મંડળધારિણીનો ગર્ભ વધતો જતો હતો.

એક દિવસ મંડળધારિણી અને રાવણ થાક ખાવા એક ઝાડ નીચે બેઠાં. મંડળધારિણીના ખોળામાં રાવણ માથું રાખી ઊંઘતા હતા. નજીકમાંજ પાનગંગા નદી હતી. મંડળધારિણીએ કપડાનું ઓશીકું બનાવી તેના ઉપર રાવણનું માથું મુકયું અને એ પાનગંગા નદીમાં સ્નાન કરવા ગઈ.

દરમિયાન રાવણ જાગી ગયો. એને મંડળધારિણી દેખાઈ નહિ. એણે ત્રાડ પાડી. દશ દશ મુખે પડેલી ત્રાડ ધરતીને ધ્રુજાવી ગઈ. મંડળધારિણીને રાવણની ત્રાડથી ધ્રાસ્કો પડયો. મંડળધારિણીને ગર્ભ શ્રવી ગયો. અને એ પાનગંગા નદીમાં વહેવા લાગ્યો.

મંડળધારિણીનું તેજ ઉતરી ગયુ. રાવણ કહે- તને કોણે હેરાન કરી ? તું ગભરાયેલી કેમ લાગે છે ?

મંડળધારિણી કહે- તમે જરા શાંત રહેતે અને ત્રાડ નહીં પાડતે તો મહાદેવનું બીજ આપણે લંકા લઈ જતે અને કંઈક નવીન જ કરતે.'

પણ રાવણ આ બધું કયાંથી સમજે ?

# કિરણ

એક વાર ચંદ્રનાં કિરણ ફરવા નિકળ્યાં. મરઘીના વાડામાં એ પેઠાં. મરઘીએ એનાં આઠ પીલાં પાંખો તળે ઊંઘાડયાં હતા. કિરણ આવ્યાં એટલે મરઘી ઝબકીને જાગી. 'અરે ! સૂરજ ઊગ્યો કે શું ? ચાલો, પીલાં ઊઠો.' મરઘી પાછળ બચ્ચાં જાગ્યાં. બચ્ચા ચીં ચીં કરવા લાગ્યાં. એમને જગાડીને એકદમ બહાર આણ્યોં. બહાર આવીને ખબર પડી કે આ તો ભૂલ થઈ. સૂરજ નહોતો ઊગ્યો. એ કિરણો તો ચંદ્રનાં હતાં. ચાલો પાછાં વાડામાં, બચ્ચાં સૂઈ ગયાં. મરઘી બોલી, હવે ચંદ્રનાં કિરણોથી હું નહિ છેતરાઉં.

# બાંડો વાંદર



જંગલ અને ડુંગરોથી ઘેરાયેલા એક ગામમાં એક ડોસો અને ડોશી રહેતાં હતાં. ડોસાએ ખેતરમાં ચીભડાં વાવેલાં. ચીભડાં લાગ્યાં. ડોસો ને ડોશી તો સરસ પાક જોઈ રાજીનાં રેડ થઈ ગયાં. ડોશીને કહે : આ વખતે ચીભડાં વેચીને તને નવા કપડા લઈ આપીશ, પરંતુ ડોસાએ ખેતરમાં જઈને જોયું તો વાંદરા ચીભડાં ખાઈ જતા હતા. ખાવા કરતા બગાડતા વધારે. ડોસો મનમાં વિચારવા લાગ્યો આનો કોઈ ઉપાય કરવો જોઈએ. એક દિવસ બજારમાં જઈ ડોસો છૂરીઓ ઘસાવી લાવ્યો. એણે તો ચીભડાં સાથે છૂરી ઊભી કરી દીધી. જેવા વાંદરા ચીભડાં ખાવા આવ્યા. તેમાના એક વાંદરાનો પૂંછડો કપાઈ ગયો.

એક દિવસ ડોસાને ડોશીએ વાંદરાઓનો ઘાટ ઘડવાનું નક્કી કર્યુ. ડોશી ઝાડીમાં રડતી રડતી ગઈ. ને વાંદરાઓને કહ્યું. ડોસો બીમાર પડયો છે, તેને દવાખાને લઈ જવાનો છે. મદદ કરવા આવો. એટલે બધા વાંદરા આવ્યા તેની સાથે પેલો બાંડો વાંદરો પણ આવ્યો. ડોસો તો ડંગોરો લઈને કોઠીમાં સંતાઈ ગયો હતો. ડોશીએ પહેલા વાંદરાઓને ખાવા કહ્યું. તમે પહેલાં ખાઈ લો પછી ડોસાને લઈ જઈએ. બધાં વાંદરા તો ખાવા બેસી ગયાં. પણ બાંડો વાંદરો

બહાર જ હતો. બધાં વાંદરા ખાવા બેસી ગયાં. ડોશીએ કહ્યું. : હું તમારા માટે ઘી લાવું છું. ડોશીએ ધીમેથી બારણું બંધ કરી કોઠી ઉઘાડી. જેવી કોઠી ઉઘાડી તેવો જ ડોસો ડંગોરો લઈને બહાર આવ્યો. ને વાંદરાઓને બહુ માર્યા.

બહાર બાંડો વાંદરો હતો તે તો બહુ જ નાચે ને ગાતો જાય.....

'બાંડો વાદર બાયરે નાચે
ઘરમાં ધબો ધબ.

જેમ તેમ કરીને વાંદરા બહાર નીકળી નાઠા.

એક દિવસ ડોસો એની દિકરીના ઘરે જવા નીકળ્યો. મારગમાં ડોસાને વાંદરાઓએ જોયો. વાંદરા તો ડોસાને ઘેરી વળ્યા. આજે તો તને જવા જ નહીં દઈએ. તને ખાઈ જ જઈશું. ડોસો સમજી ગયો કે આજે તો મને ખાઈ જ જવાના એટલે એક

બહાનું શોધી
કાઢયું. કહેવા લાગ્યો.....

દિકરી ને તીંયા જાવા દે
તાજો માજો થાવા દે
પછી મને ખાજો.

વાંદરા તો સમજી ગયા. ડોસો અહીંથી જ પાછો આવશે ને તીયારે ખાઈશું. ડોસો તો દિકરીને ત્યાં પહોંચી ગયો. ડોસાએ દિકરીને કહ્યું મને સારુ ખવડાવી દે. હું થોડાક જ દિવસનો મહેમાનછું. એટલે દિકરી કહે બાપા આવું કેમ બોલે છે શું થયું તે તો કહે. ડોસાએ બધી વાત કરી, એટલે દિકરીએ એક તુંબડો શોધી કાઢયો. ને ડોસાને તુંબડામાં બેસાડી દીધો.

વાંદરાઓએ તુંબડાને ગબડતો ગબડતો આવતો જોયો. તુંબડો જોઈને બધાં ભેગાં થઈ ગયાં. તુંબડાની સાથે ચાલવા માંડયા. ડોસો ''ચાલજે તુંબડા તુડુક તુડુક'' ગાતો જાય ને તુંબડો ગબડતો જાય. થોડેક જઈને તુંબડો તો ઉભો રહી ગયો. વાંદરાઓએ તો ડોસાને જોઈ લીધો. બધાં વાંદરા ફરી વળ્યાં. ને ડોસાને બહાર કાઢયો. ડોસાને ખબરપડી ગઈ કે હવે તો આ મને ખાઈ જ જવાના. ડોસાએ વાંદરાઓને કહ્યું : હવે તમો મને ખાવાના જ છો તો એક કામ કરો, મને ધૂળમાં દાટી દો, પછી એક બાજુથી ખાજો. વાંદરાઓએ ધૂળમાં દાટી દીધો, ને પછી ડોસાને ખાવા ગયા. તીયા જ ડોસો જોરમાં પાદયો. બધાં વાંદરાઓની આંખમાં ધૂળ ભરાઈ ગઈ. વાંદરા આંખ ચોળવા ગયા એટલામાં ડોસો ઉઠીને ખૂબ નાઠો.

# બોરડી

છાપરા પર બોરડી
લુંબે ઝૂંબે બોર છે
ડાબે જમણે સાગડા
ચારે કોર ડુંગરા
ડુંગરમાં મોર છે
મોર ભેગી ઢેલ છે
કૂકડાં બકરાં આંગણે
કૂક કૂક ને બેં બેં કરે

એકડે બગડો હું બોલું
તળાવડીમાં તરતી જાઉં
ટેકરે સવાર ઊગી
આતે રજા ભૈ આજે રજા
કાલે સવારે નિશાળ છે
ડુંગર મોર બોલે છે
બોલે તો બોલવા દો
મારા છાપરે આવવા દો

# બિરસા મુંડા

બિહાર (હાલના ઝારખંડ) રાજયનાં રાંચી જિલ્લામાં તા. ૧૫-૧૧-૧૮૭૫ ના રોજ બિરસા મુંડાનો જન્મ થયો હતો. તેમણે અંગ્રેજોના વિરોધની સાથે સાથે શાહુકારોના અન્યાય સામે પણ લડત ઉપાડી હતી. જંગલનાં ઈમારતી લાકડાં, ફૂલો, ઔષધો, ખનીજ સંપત્તિ વગેરે જંગલના આદિવાસીઓને મળવા જોઈએ એવું તેઓ માનતા હતા. 'વિક્ટોરીયાનું રાજ જશે અને આદિવાસીઓનું રાજ આવશે' એવું સૂત્ર તેમણે આપ્યું હતું. બિરસાની વધતી જતી તાકાત જોઈને અંગ્રેજોએ તેને મરેલો યા જીવતો પકડવાની ઝુંબેશ ઉપાડી હતી. ૧૮૯૫માં અંગ્રેજોએ તેમની ધરપકડ કરીને બે વર્ષની સજા કરી. ૧૮૯૭માં જેલમાંથી છુટ્યા પછી તેણે અન્યાય સામેની પોતાની લડત વધુ ઉગ્ર બનાવી. ૧૯૦૦ની સાલની ત્રીજી ફેબ્રુઆરીના રોજ બિરસાની અંગ્રેજોએ ધરપકડ કરી અને ૯મી જુન ૧૯૦૦ના રોજ તેમનું રાંચી જેલમાં મૃત્યુ થયું. બિરસાની નેતાગીરી હેઠળ ચાઈબાસા, રાંચી અને છોટા નાગપુર વિસ્તારના મુંડા જાતિના આદિવાસીઓએ જમીનદારો, શાહુકારો, સરકારી બાબુઓ, પોલીસ અને ખાસ કરીને અંગ્રેજોના જુલ્મો સામે સંઘર્ષ કર્યો હતો. તા. ૯મી જુનના રોજ તેમનો શહિદ દિન મનાવવામાં આવે છે.

# છમ્.. છમ્.. છમ્

કહું ?
મશાલ ઊતરી છમ્ છમ્
ધીમા પાણીમાં
પાણી સળગવા માંડયું
દોડવા ને ઊડવા માંડયું
પાણીમાંથી પવન જાગ્યો
ચોમેર પવન પવન
કણે કણમાં છમ્..

છમ્..

છમ્...

છે ને તે

એક વખત નદી ધીમે ધીમે જતી હતી.
આકાશમાં સપનું તરતું હતું
એ સપનામાં મશાલ સળગતી હતી
ત્યારે રાત નહોતી
દિવસેય નહોતો
છે ને તે

# ભીલી મહાભારત પદ્યસાર

એક વખતની વાત છે
શિયાળ નદીએ પાણી પીએ
પાતાળથી ગંગા આવી
નદીએ એકલી ડૂબી નહાય

શિયાળે ગંગાને જોઈ
જોઈને બોલ્યો, 'એ..
ગંગા કહે, 'તું છે કો
'હું શિયાળ, મને પર

ગંગા કહે કે લે પથરો
શિયાળની ફૂટી ગઈ આંખ
શિયાળ કૂદયો, 'હવે ન છોડું'
ગંગાજી તો નાઠી જાય

ગંગા પહોંચી ગુરુ પાસે
ગુરૂ ને બોલી 'મને બચાવો'
ગુરુ પૂછે ગંગાજી કહે
'શિયાળ માગે મારો હાથ'

'ગુસ્સામાં મેં પથરો માર્યો
ડોળો એનો ફૂટી ગયો'

ગુરુની પીઠમાં ગંગા બેઠી
એટલામાં શિયાળ આવ્યો
ગુરુ કહે 'કંકણ ધર'
ભસ્મકંકણ ગંગાએ ધર્યું
શિયાળ બળીને રાખ થયો

શિયાળ કહે 'ગંગા વહુ મારી'
એણે મારી રાખ લીધી
નદી માંય પધરાવી દીધી
ગંગા મારી વહુ ગંગામારી..

રાખમાં ફૂટયું ઝાડ સાલનું
ડાળેડાળ ગંગામાં ઝૂકયાં
ઝાડ બોલે ગંગા વહુ માર
તું ઊછળીને ડાળે વળગી

ગંગા ઊછળી ઝાડ તોડયું
ઝાડ કહે તું વહુ મારી

તું મારાં ડાળાં ને બાઝી
તારા જળમાં મને તરાવે

ગંગા ઉમટી ગંગા વીફરી
સાલ ઝાડને આઘું ફેકયું
'લે લેનું ની આઘું મરતુ'
ઝાડ કિનારે પડી રહ્યું

# ખાખરો

ટેકરા પર ખાખરા છે
કાળાં ધોળાં પાન છે
થડ ઊપર મંકોડા છે
ટોચ ઉપર ખિસકોલી

ખાખરાનો પાલો છાપરું ઢાંકે
એની છાલ ભારા બાંધે
એના રસની દવા થાય
કેસૂડાંનો રંગ થાય

ફાગણ મહિને હોળી આવે
કેસૂડાં પર બેસી આવે
ઢોલ સાથે રમતી આવે
હસતી રમતી હોળી આવે

# નિશાળ

નિશાળ ઊઘડી

છોકરાં ઊપડયાં

દફતર લીધાં

પેનપાટી લીધાં

બોલવાની મજા

લખવાની મજા

દોરો ને ચિતરો

ગણો ને ભણો

# મહુડો



મહુડો અમે જોયો છે
જાડું જાડું થડ છે
અંદર બખોલ છે
ગીધ એમાં બેસે છે
કાગ પોપટ બેસેછે
લાંબાગોળ પાન છે
ફૂલ આવે ફાગણમાં
ફુલ ફુલ મહુડાં
મહુડાં ખવાય છે
ગોળ જેવાં ગળ્યાં છે
એનો દારૂ થાય છે
ફુલ ઉપર ડોળ છે
ડોળમાંથી ડોળિયું

ડોળિયું ને રોટલો
ડુંગરમાં ખવાય છે
ઊનાળમાં છાંયડે
બળદ ભેંસ વાગોળે છે
ઘેટં બકરાં ઝોકે છે
પીહાવીહી વગાડે છે
મહુડો જૂનો દાદો છે.

# લીમડો રે લીમડો

લીમડો રે લીમડો
લીલો પીળો લીમડો
લીમડાંની લિબોળી
લીલી પીળી લિંબોળી

વાયરામાં ધૂણે છે
તડકામાં ખીલે છે
ઠંડીમાં સૂકલકડી
ચોમાસે જાફ્ર છે.

લીમડો રે લીમડો
પંખીનું ઘર છે
ઊંટનો આહાર છે
એકલનો આધાર છે.

# ઉખાણાં

??????????????????

## ચૌધરી ભાષામાં પ્રચલિત ઉખાણા

૧. નાનો બાબો દપિન વીંદે.
(નાનો ભાઈ સંતાયને વીંધે.)

૨. મોટા પાડામાં ડોહો ડંડાલા માંડે.
(મોટા મેદાનમાં ડોશો માછલી પકડવાનું સાધન લઈ ઉભો હોય.)

૩. ઉંચે કોઠોને હીઠે ઈંડા.
(ઉપર માળો અને નીચે ઈંડા)

૪. ઠાલી ભરી વરાય કોઈણેથી ની ગણાય.
(થાળી ભરેલી વરાય કોઈથી ની ગણાય)
(વરાય : એક અનાજ જેના દાણા ઝીણા હોય)

૫. હર હર હોટો, ચોટકે જાઈને કોઠો.
(એક સરખો સોટો તેની ઉપર માળો.)

૬. હિહાવાય ટોન્કઅ્ હીમડે નોંદે.
સીસમનો ટુકડો હિમડા (ઝીંગા) પકડે.

૭. એક ભાહા હીદો ચાને બીજો ભાહા આડો ચાને.
(એક ભાઈ સીધો ચાલે ને બીજો આડો ચાલે.)

૮. કવાલો ભરીને કાઠે કોઈથી ની ગણાય
(એક મૂઠી વાળ કોઈથી ન ગણાય.)

૯. હાલહી બાયેણે ચાલહી પાગ.
(સાળી બહેનના ચાળીસ પગ.)

૧૦. ઘેચકી ગેદળી ઘૂંટણે ગાબણી.
(નાની ગધેડી ઘૂંટણમાં ગાબણી.)

૧૧. ખેત જાય તીયા ઘરા વલે હેતઅ્ જાય,
ને ઘર આવે તીયા ખેતા વલે હેતઅ્ આવે.
(ખેતરે જાય ત્યારે ઘર તરફ જૂએ અને ઘરે આવે ત્યારે ખેતર તરફ જોતું આવે.)

### જવાબો

૧.કાંટો, ૨.કરોળિયો, ૩.મહુડો, ૪. તારા, ૫.જુવાર, ૬.કાસકી (લાકડાની), ૭.પોતે અને પડછાયો , ૮.માથાના વાળ, ૯.કાન ખજૂરો, ૧૦.મકાઈનો ડોડો (અડધે ડોડા આવે), ૧૧. હળ (ખાલી હળને ઉંધું જોતરવામાં આવે.)

# ક્રાંતિકારી આદિવાસી નેતા ગુલામ મહારાજ

મહારાષ્ટ્રના ખાનદેશમાં ભીલ, માવચી, ગાવીત, પાડવી, વળવી, પાવરા જાતિનાઆદિવાસીઓની વસ્તી છે. સત્તયુગના પાવરા ભીલોની વચમાં એક ચમત્કારી ઘટના બની. સાતપુડાના પહાડોની તળેટીમાં તળોદા તાલુકાનું મોરવડ નામનું નાનકડું ગામ. આ મોરવડ ગામમાં ગુલામ મહારાજ જન્મેલા. તેમણે આદિવાસીઓના હિતમાં ઘણાં કામો કર્યા હતાં. આદિવાસીઓમાં તોછડાં નામ બોલાય છે તેમ ગુલામ મહારાજે ૧૯૩૨માં ગુલામીમાંથી મુક્તિ મેળવવા અંગ્રેજોની સામે આદિવાસી લોકોને ભેગા કરી આરતીપૂજાના નામે ચળવળ કરી હતી. તેમના કુટુંબપાસે ખેતીલાયક જમીન ન હોવાથી ગુલ્યાભાઈ ઢોર ચારવાનો ધંધો કરતા. તેમને શાળામાં જવાની તક ના મળી. ૧૨ વર્ષની ઉંમર સુધી બળદોને ચારો નાખવો તેમજ તેમની સંભાળ રાખવાનું કામ કર્યું. આવુ કામ કરતાં આટલી નાની ઉંમરમાં એમણે રોજ ન્હાવાનો નિયમ લીધો તે જોઈને આજુબાજુના ભીલોને નવાઈ લાગી. કેટલાક મજાક કરતા ને કહેતા 'ઉજળા સમાજમાં વટલાઈ ગયો છે.' મોટા ભાઈ રખેવાળીનું કામ કરતા. આ ગુલ્યાભાઈ નિયમિત સ્નાન કરી તુલસીને પાણી પાતો ને હનુમાનજી મંદિરમાં પુજા કર્યા પછી ભોજન લેતો. ગામના લોકો એમની ઠેકડી ઉડાડતા છતાં તે તો લોકો જોડે દોસ્તી બાંધતો. પૈસા કમાવાની વૃતિ થઈ નહી. એક સરખું જીવન જીવતા એટલે લોકો ગુલામ મહારાજ નામથી

બોલાવતા. આ વિસ્તારના આદિવાસીઓ હાથપાણી લેતા ન હતા તેમને જંગલ જતી વખતે હાથપાણી લેવાને ઉપદેશ કર્યો. તેઓ સૂર્યદર્શન વગર ભોજન ના કરે ને, ચોમાસામાં કેટલાક દિવસ ઉપવાસ કરતા. ગુલામ મહારાજ મહાદેવના પરમ ભકત હતા. તેમણે પંઢરપુરની પગપાળા યાત્રા કરેલી. ભકતમંડળ ઉભું કરી એનુ નામ 'આપમંડળ' રાખ્યું જેમાં ભીલ સિવાય અન્ય જાતિના ખેડૂતો સામેલ હતા તેમને ઉપદેશ આપતાં, કહેતા જંગલ જતી વખતે હાથપાણી લેવાની ટેવ પાડો રોજ ન્હાયા પછી ભોજન કરો. કપાળે કંકુનો ચાંલ્લો કરો. દારૂ, ભાંગ ગાંજો છોડો. રોજ પત્નીએ પતિની આરતી કરવી.

૧૯૩૮ના ફેબ્રુઆરીની ૧૧ તારીખના સોમવારે મોરવડ ઉર્ફે રંજનપુર નામના નાનકડા ગામમાં પ્રથમ આરતી સમારંભ ઉજવવામાં આવ્યો. ત્યાર પછી દર સોમવારે હજારો ભીલ ખેડૂતો સહકુટુંબ

એકઠા થઈ આરતી પ્રગટાવી ભજન ગાતા. સ્ત્રીઓ પોતાના પતિની આરતી ઉતારે. આ આરતીનું ચમત્કારી દર્શન આદિવાસીઓમાં ક્રાંતિકારી દર્શન હતું. આજુબાજુના લોકો પ્રભાવિત થયા. આરતીના બીજા દિવસે સૌ વિખેરાઈ જતાં.

આ ક્રાંતિના પ્રભાવે આજુબાજુના વિસ્તારમાં દારૂની દુકાનો હતી તેમાં ખપત ઓછી થતાં દુકાનો બંધ કરવાની ફરજ પડી. તત્કાલીન દારૂખાતાના વડા મિ. નાઈટને આશ્ચર્ય થયું તે ખાતરી કરવા તે વખતના દારૂખાતાના મંત્રી સાથે આરતી-સમારંભ જોવા રંજનપુર આવ્યા, જયાં ભકત મંડળ માટે સરકારી ખર્ચે પીવાના પાણીની વ્યવસ્થા કરી આપી. નિઃસ્વાર્થ ભાવે સેવા કરતા ગુલામ મહારાજ આદિવાસીઓમાં સામાજિક સુધારો કરનાર અગ્રણી નેતા છે. એમ કહેવાય છે કે, એમનું સમાજ સંગઠન જોઈ અંગ્રેજ સરકારને ફાળ પડી એટલે ગુલામ મહારાજને હદપાર કરવામાં આવેલા. આદિવાસીઓના જીવનમાં ક્રાંતિ લાવનારા ગુલામ મહારાજને અમારા નમસ્કાર.

# અંગ્રેજી મારી આસપાસ



બાળમિત્રો, 'બોલ' ના ગયા અંકમાં આપણે ભીખાને થોડું થોડું અંગ્રેજી શીખવાડ્યું યાદ છે ને ? ભીખો ઝાડ પર ચડતો-ઉતરતો, ચાલતો, જમતો, તમે બધાંએ આનંદથી જાણ્યો છે. માણ્યો છે. હવે આ અંકમાં ભીખાએ જ ઉત્સાહથી પૂછ્યું, 'હેં મને મારી આસપાસના જગતની વસ્તુઓના અંગ્રેજી શબ્દો ન આવડી શકે ?' 'મારે કંઈક બોલવું હોયતો 'બોલ' મને ન શીખવી શકે ?' જરૂર શીખવી શકે ! હવે આપણે ભીખાને તેની જાણીતી વસ્તુઓ વિશે જ અંગ્રેજી શબ્દોની માહિતી આપીએ. જો જો એને જરૂર ગમશે. એ કહે છે, મને પોતાની બોલી તો બોલવી વહાલીલાગે જ, પણ સાથે સાથે તેના ગુજરાતી અને અંગ્રેજી શબ્દો પણ તમે જણાવોતો સોનામાં સુગંધ ભળે ! તો ચાલો ભીખાને આંગળી પકડાવી આપણે અંગ્રેજીમાં ચલાવીએ. બાળદોસ્તો, તમને મઝા આવશે. અહી આઠ શબ્દો આપણે ચિત્ર સાથે શીખીશું.

**શાળા - School**
અંગ્રેજી ઉચ્ચાર : **સ્કૂલ**

**પાટી - Slate**
અંગ્રેજી ઉચ્ચાર : **સ્લેઈટ**

**પેન - Pen**
અંગ્રેજી ઉચ્ચાર : **પેન**

**શિક્ષક - Teacher**
અંગ્રેજી ઉચ્ચાર : **ટીચર**

**ચોપડી - Book**
અંગ્રેજી ઉચ્ચાર : **બુક**

**દફ્તર - School Bag**
અંગ્રેજી ઉચ્ચાર : **સ્કુલ બેગ**

**બાળકો - Children**
અંગ્રેજી ઉચ્ચાર : **ચીલ્ડ્રન**

**રમતનું મેદાન - Play Ground**
અંગ્રેજી ઉચ્ચાર : **પ્લે ગ્રાઉન્ડ**

આ બધી બાબતો તમે તમારી શાળામાં જોઈ છે, હવે એને ભીખો અંગ્રેજી શબ્દોમાં શીખી રહ્યો છે. પણ કાળજી રાખજો, એના ઉચ્ચાર પણ બરાબર કરવા જોઈએ નહીં તો અંગ્રેજી બોલવાની મઝા નહીં આવે. પણ એકલું શબ્દથી કામ થોડું ચાલે ? ભીખો કહે બારણું કેવું છે, બારી કેવડી છે, પાટી ક્યા રંગની છે, વગેરે પણ મારે જાણવું છે... તો આવો, હવે જરાક શબ્દની આગળ પણ કંઈક મૂકીએ, ને શીખીએ.

| **વિશેષ શબ્દ** | **મૂળ શબ્દ** | **અંગ્રેજી** | **ઉચ્ચાર** |
|---|---|---|---|
| સુંદર | શાળા | Beautiful School | બ્યુટીફૂલ સ્કૂલ |
| કાળી | પાટી | Black Slate | બ્લેક સ્લેઈટ |
| ભૂરી | પેન | Blue Pen | બ્લુ પેન |
| નાની | ચોપડી | Small Book | સ્મોલ બુક |
| નવું | દફ્તર | New School Bag | ન્યુ સ્કુલ બેગ |
| વ્હાલા | શિક્ષક | Dear Teacher | ડીયર ટીચર |
| વિશાળ | રમતનું મેદાન | Large Play Ground | બીગ પ્લે ગ્રાઉન્ડ |
| ઘણાં | બાળકો | Many Children's | મેની ચિલ્ડ્રન |

અરે વાહ, આ તો ભીખાની પાસે ઘણા શબ્દો આવી ગયા. હવે આવતા અંક સુધી વાક્યો બનાવવાની મથામણ કરશે. એ તેને કરવા દો અને તમે પણ કરો. મથામણથી, મહેનતથી પણ શીખાય છે. ચાલો આવતા અંકે ફરી મળીએ અને કંઈક નવું નવું શીખતા રહીએ.

# પેન્સીલ

**આપણે પહેલી વાર નિશાળે જઈએ ત્યારે પાટી, પેન અને પેન્સીલ અને સાથે એક નોટબુક લઈને જઈએ છીએ. તેમાની એક પેન્સીલ વિશે જાણીએ.**

પથ્થરો જુદા જુદા રંગના હોય છે. નરમ પથ્થર ને ઘસીએ તો કાગળ પર અને ભીંત પર લખી શકાય છે. તેને અણીદાર બનાવીએ તો સારી રીતે લખી શકાય. ગેરુનો ઉપયોગ આપણે આ રીતે કરીએ છીએ. તેના જેવો નરમ ધાતુ અથવા પથ્થર ને ગ્રેફાઈટ ના નામથી ઓળખવામાં આવે છે. આ પથ્થરથી લખવાનું તમારા જેવા કોઈને સુઝ્યુ હશે ને પેન્સીલ ની શોધ થઈ. ૧૭૬૦ માં પહેલી વાર આ ધાતુની શોધ થઈ અને પેન્સીલ બનાવી. ગ્રેફાઈટની નાની પાતળી સળીઓને ખાસ કરીને દેવદારના લાકડાની નાની ભૂંગળીઓમાં ભરવામાં આવે છે. ગ્રેફાઈટમાં થોડી ચીકણી માટી પણ ભેળવવામાં આવે છે. એમાં માટીનું પ્રમાણ વધારે હોય તો પેન્સીલ પોચી અને નરમ બને છે. આવી પેન્સીલથી ઘાટુ લખાય છે. જેનો ચિત્રકામમાં ઉપયોગમાં થાય છે. પેન્સીલની કડકાઈ પ્રમાણે તેને એચ, એચ-૨ અને એચ-બી એવા નંબર આપવામાં આવે છે. આજે લગભગ જુદી જુદી જાતની ચારસો જેટલી પેન્સીલો બને છે.

# ફરી મળીશું

બોલના વાચક મિત્રો,

આ વર્ષે પંદરમી ઑગસ્ટના સવારે મને એક મોટો અજગર જોવા મળ્યો. ખુબ મોટો અને ધીમે ધીમે આગળ ચાલતો. મેં અજગરને આ પેહલા માત્ર એક વાર જ જોયો હતો. આ વખતે બીજીવાર જોવા મળ્યો. એ અજગરમહારાજ ની ચાલ આટલી ધીમી હતી અને એ મારી સામે ઘબરાયા વગર એવી રીતે જોતા હતા, કે મને લાગ્યું કે ઘણાવર્ષોથી પરિચિત મારા કોઈ રિશ્તેદાર કે મિત્ર જ મળવા માટે આવ્યા છે. મને ખુબ જ આનંદ થયો. સાથે સાથે એક કવિતાની વાત યાદ આવી. આપણા ગુજરાતના એક ખુબ જ સારા કવિ હતા રાવજી પટેલ. એ રાવજીભાઈ બિમાર હતા ત્યારે તેમને દવાખાને ખસેડ્યા. ત્યાં તેમને ખુબ એકલાપણું લાગતું. કોઈ મળવા આવે એવા મિત્ર હતા નહી. એક દિવસ રાવજીભાઈના ઢિંચળીપર એક માખી બેસી, તેથી રાવજીભાઈને લાગ્યું કે એ માખીજ એમની સંબંધી છે. એ આનંદ થી રડવા માંડ્યા. તે વિષયે રાવજીભાઈએ એક સરસ ગીત લખ્યું.

માખી હોય કે અજગર, કે પછી અન્ય કોઈપણ પ્રાણી, બધા જ આપણા દોસ્ત છે. નાનામાં નાના જીવ-જંતુની પણ આ દુનિયામાં જગ્યા હોય છે, એની જરુર હોય છે. એ ના હોય તો દુનિયાનું કશુંક નુકસાન તો થવાનુ જ.

મારા એક દોસ્તે મને એક દિવસ પુછ્યું, ‘મધમાખી વિષે જાણો છો?’ મને ઓછી માહિતી હતી એટલે મેં કહ્યું, ‘ના. તમે મને કહેજો’. મારા દોસ્તે મને સમજાવ્યું ‘મધમાખીની પણ આપણા જેવી ભાષા હોય છે. પણ એ શબ્દની ભાષા નથી. એ નાચે છે, અને બીજી માખીઓ એનું કહેવું સમજે છે. એ કયા ઝાડપર ના ફુલમાં મધ

છે એ નાચ દ્વારા અન્ય માંખીઓને સમજાવે છે. પછી સાંજે બધી માખીઓ ભેગી થાય ત્યારે એમની ગણત્રી થાય છે. અને જેટલી માખી પાછી ના આવેલી હોય તેમને તેડવા ચાર-પાંચ માખીઓ નીકળે છે. જે રીતે સાંજે વધારે સમય સુધી આપણે ઘરની બાહર જઈએ તો માતા બાળકોને ખોળવા નીકળે છે,એવી રીતે મધમાખી પણ પોતાના કુટુંબની કાળજી રાખે છે.'

મારા મિત્રની આ વાત સાંભળી તો મારા મનમાં વિચાર આવ્યો કે અન્ય પશુ, પ્રાણી, પક્ષી, માંછલી, કિટક એ પણ આપણા જેવાજ છે. જે રીતે આપણે માનવીનું રક્ષણ કરીએ છીએ, એમનો ઉછેર કરીએ છીએ, એવી જ રીતે આ બધાનો ઉછેર થવો જોઈએ.

આપણામાંથી ઘણા સાપને જોઈ તરત જ એને મારવાનો પ્રયત્ન કરે છે. તે કાંઈ બરાબર નથી. મોટા ભાગના સાપ ઝેરી હોતા નથી અને ઝેરી સાપ પણ ખાસ માણસને કરડતા નથી. આપણાથી એ બીવે છે. આપણે એની સામે કોઈ મુશ્કેલી ઉભી કરીશું તો માત્ર એ પોતાના જાતના બચાવ માટે કરડે છે. ગમે તે પ્રાણી હોય એને જીવવાનો અધિકાર છે. એ આપણે માનવો જોઈએ.

એવું કહેવામાં આવે છે કે, જંગલનો રાજા સિંહ છે. હું માનું છું કે કીડી હોય કે માખી, માછલી હોય કે સાપ, પક્ષી હોય કે પ્રાણી, એ દરેક જણ જંગલના રાજા હોય છે. મૂળમાં તો આ બધી જમીન તે એમનીજ હતી. હવે આપણે બધા ત્યાં બેસી ગયા. પણ એમનો અધિકાર તો એ જમીનપર ખરો ને ?

જો તમને આ વિચાર યોગ્ય લાગશે તો હવે પછી કોઈ પ્રાણી, પક્ષી, કિટક ને નુકસાન નહી પહોંચાડશો. પોતે જીવવાનું અને બીજાઓને પણ જીવવા દેવાનું. તોજ આપણે સારા માણસ બની શકીશું.

**- ગણેશ દેવી**